પણ નાનપણથી જ કડવું સત્ય બોલવાની એને ટેવ હતી, એટલે કોઈની દરકાર કર્યા વગર એણે તો પોતાનું કામ આગળ ચલાવ્યું.

નાટકકાર તરીકે શૉ જાણીતો થયા પછી એના ચરિત્રમાં વિશેષ નોંધવા જેવી ઘટના એટલી જ કે એની કીર્તિ દરેક નાટક સાથે વધતી જ ગઈ. જે લોકો એનાં નાટકોને હાંસીને પાત્ર ગણતા તે જ એના પૂજક થયા. શરૂઆતમાં એ ઇંગ્લંડમાં 'ચક્રમ' તરીકે એ જાણીતો ને હવે મહાપુરુષ ગણાવા માંડ્યો. જાણીતું નોબેલ ઇનામ એને આપવાનું ઠરાવવામાં આવ્યું, પણ એણે સ્વીકારવાની ના પાડી. આખરે મિત્રોના આગ્રહને વશ થઈ એણે એ સ્વીકાર્યું ને તરત જ સ્વીડન ને ઇંગ્લંડના સાહિત્યિક સંબંધો વધારી શકે એવી સંસ્થાની સ્થાપના માટે આપી દીધું. એનાં નાટકોનાં ભાષાંતરો દુનિયાની ઘણી ભાષાઓમાં થયાં, અને એણે દુનિયાનો પ્રવાસ પણ કર્યો.

કેટલાક લોકો એમ માને છે કે કીર્તિ મેળવવા માટે શૉએ બધા જ લોકાચારોનો વિરોધ કર્યો; એ વિરોધ ખાતર વિરોધ હતો; શૉને કોઈ પણ વસ્તુમાં વિશ્વાસ ન હતો. એમ કહેનારા લોકોની ભૂલ થાય છે. શૉની વિચારસરણીમાં જેટલી સુસંબદ્ધતા દેખાય છે એટલી ભાગ્યે જ કોઈ લેખકમાં દેખાતી હશે. એટલું ખરું કે એણે લોકોને કદી વખાણ્યા નહિ. લોકોને ખુલ્લેખુલ્લી સુણાવવામાં એને મજા પડતી.

લોકોની મૂર્ખતા, દંભ, ઢોંગ, લુચ્ચાઈ વગેરે દોષો પર એ પ્રહાર કરતો. હાસ્ય એ એનું અમોઘ શસ્ત્ર હતું. ડિકન્સ, મોલિયેર અને વૉલ્તેર જેવા ગુરુઓ પાસે એ હાસ્યની કળા શીખ્યો હતો. 'તમે બધા ગધેડા' છો એમ એ લોકોને હંમેશાં કહેતો, છતાં લોકો એને સાંભળવા અને એનાં નાટકો જોવા આવતા, એ પણ આશ્ચર્યની વસ્તુ નથી શું? હાસ્યની ઉત્પત્તિ બે રીતે થઈ શકે. માણસનું મન કશું સમજતું ન હોય, વિચાર કરવાની શક્તિ ધરાવતું ન હોય, અથવા કહો કે મૃતવત્ થયું હોય ત્યારે પોતે બહુ હોશિયાર હોવાનો ડોળ કરતો માણસ હસી શકે. અને આદર્શવાદી માણસને દુનિયા ગમતી ન હોય ત્યારે પોતાની આદર્શ દુનિયા જોડે વાસ્તવ દુનિયાને સરખાવી વાસ્તવ દુનિયાની મૂર્ખતા પર આદર્શવાદી હસી શકે. શૉનું હાસ્ય બીજી જાતનું હતું. એનામાં પૂર્વગ્રહો હતા, પક્ષપાત હતો, પણ સત્ય માટે એને પ્રેમ હતો. પ્રામાણિક બુદ્ધિથી એ વસ્તુઓ જોઈ શકતો. એ બુદ્ધિ સ્વાર્થનિરપેક્ષ હોવાથી જ કડક સત્યો કહી શકતી. કાલ્પનિક વાતો કરતાંય સત્ય કેટલું અવિશ્વસનીય લાગે છે એ શૉએ બતાવ્યું. એના Intelligent Woman's guide to Socialim & Capitalism કે Everybody's Political what's what જેવા ગ્રંથો પરથી એ જ સાબિત થાય છે. અંગ્રેજી સાહિત્યમાં હાસ્યપ્રધાન નાટકો લખનારાઓમાં શેરિડન, ગોલ્ડસ્મિથ, વાઈલ્ડ, સિંજ બધા લેખકો આઈરિશ જ હતા. માનવજાતિ પર જેને ધિક્કાર છૂટ્યો હતો એવો સ્વિફ્ટ પણ આઈરિશ હતો. એણે જ હાસ્યરસની છોળો ઉડાવી શૉએ દુનિયાની વિચારપ્રણાલિકા બદલી નાખી.

જિંદગીનો મોટો ભાગ શૉ ઍયટ-સેંટ લૉરેન્સમાં રહ્યો. એ ગામડામાં શૉ કેમ જઈ વસ્યો એ વાત પરથી શૉનો સ્વભાવ દેખાય છે. એ ગામડાની દફનભૂમિમાં એ એકવાર ફરતો હતો ત્યારે એની નજર એક કબર પરના લેખ પર ગઈ. જેમાં લખ્યું હતું. 'હવા ખાવા જવાથી ૮૦મે વરસે મરણ પામ્યાં.' જે ગામમાં લોકો ૮૦ વરસ સુધી કોઈપણ જાતની માંદગી ભોગવ્યા વિના, માત્ર હવા ખાવાથી જ મરી જાય છે એ ગામ રહેવા માટે સારું એમ એને લાગ્યું, અને એ ગામમાં એ રહેવા આવ્યો !

સમાજની અંધ વિચારસરણી બદલવા માટે મૂર્તિભંજનનો ખંડનકાર્ય તરીકે સ્વીકાર કરી શૉએ ઇંગ્લંડની માનસિક અને વૈચારિક સૃષ્ટિ ફેરવી નાખી. શૉની આદર્શ દુનિયા કેવી હતી અને એનું તત્ત્વજ્ઞાન કેટલું સુસંબદ્ધ હતું એની વિચારણા એક આખો લેખ માગી લે છે.



આયોટ સેન્ટ લૉરેન્સ ગામડામાં આવેલા શૉના મકાનમાંનો બેઠકનો ઓરડો



જાન્યુઆરીથી ડિસેમ્બર ૧૯૫૦
અંક ૩૧૩ થી ૩૨૪

★

# સત્યાવીસમા વર્ષનું સાંકળિયું

### વ્યાયામ અને રમતગમત



### બીજા લેખો



### નાના લેખો



### માધુકરી — કાવ્યકંડિકાઓ



### જીવનપરિચય



### ઇતિહાસ-ભૂગોળ-પુરાતત્ત્વ



### ખોરાક-આરોગ્ય-ઔષધ



### વિજ્ઞાન



### પ્રકીર્ણ લેખો



### પરચુરણ

